શ્રી ૧ા.

# શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજ

# અહલ્યાબાઇ

## નાટકના ગાયનો તથા સંક્ષિપ્ત સાર.




રચનાર,

**પ્રભુલાલ દયારામ દ્વિવેદી એન્જીનીઅર.**





છપાવી પ્રસિદ્ધ કર્તા.

**મીર હિમ્મતલાલ કાળુભાઈ**

**મીર દાદુભાઈ મીઠાભાઈ**

માલેકો:—શ્રી કચ્છ નિતિદર્શક નાટક સમાજ

હાલ મુકામ પ્રીન્સેસ થીએટર સ્ટેશનરોડ—સુરત.



સુરત લીમડાચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં

રામલાલ વનમાળીદાસે છાપ્યાં.



આવૃત્તિ ૧ લી પ્રત ૩૦૦૦.



સંવત ૧૯૭૪ ઈ. સ. ૧૯૧૮ જુન.



**કીંમત રૂ. ૦-૨-૦ (બે આના)**

# અહલ્યાબાઈ નાટકના પાત્રોનો પરિચય.



## પુરૂષ પાત્રો.

**મલ્હારરાવ**........ઈંદોરના રાજ્યકર્તા; હોલ્કર રાજ્યના સંસ્થાપક વયોવૃદ્ધ વીર.

**ખંડેરાવ**............તેનો પુત્ર; અહલ્યાબાઇનો પતિ.

**આનંદરાવ**........સ્વામી ભક્ત વીર યોદ્ધા; રાજ્યનો સેનાધ્યક્ષ.

**ગંગાધર**............વયોવૃદ્ધ બ્રાહ્મણ પ્રધાન.

**માલેરાવ**...........ખંડેરાવનો અવિચારી અને ઉદ્ધત કુમાર.

**ભીમો**.............માલેરાવનો ખુશામતખોર હજુરીયો.

**મહેન્દ્ર સ્વામી**....એક બ્રહ્મનિષ્ઠ સાધુ.

**જીભાઇ**............એક અભણ અને ભોળો પટેલ.

**રાધોબા**...........પેશ્વા સરકારનો મુખ્ય અધિકારી.

**ચિત્રકાર**...........અહલ્યાબાઇને આશ્રયે રહેલો વિદેશી ચિતારો.

ઉપરાંત—કિલ્લેદાર, જેલર, પુરોહિત, પ્રતિનિધિ, સૈનિકો, બળવાખોરો, દરબારીઓ, પ્રતિહાર વીગેરે.

## સ્ત્રી પાત્રો.

**અહલ્યાબાઈ**......ખંડેરાવની પત્ની, માલેરાવની માતા; કાર્યકુશળ પરોપકારી અને સદ્ધર્મપરાયણ સતી

**તારા**..............માલેરાવની અર્ધાંગના.

**કપુરી**.............જીભાઇની ઉચ્છ્રંખલ પત્ની.

**કેતકી**.............ભોળી સ્ત્રીઓને અવળે માર્ગે દોરનારી અધમ ખવાસણ; ભીમાની પત્ની.

ઉપરાંત—સખીઓ, દાસીઓ, ભીખારણ, પનીયારીઓ ઇત્યાદિ.

# અહલ્યાબાઈ નાટકનો પ્રવેશાનુક્રમે

## સંક્ષિપ્ત સાર.

### અંક પહેલો.

#### પ્રારંભ પ્રાર્થના અને વસ્તુ સૂચન.

**પ્રવેશ પહેલો**—અહલ્યાનો સખીઓ સાથે અને પછીથી ખંડેરાવ સાથે વાણી વિનોદ, ત્યાં આનંદરાવનું આગમન, યુદ્ધના સમાચાર, યુદ્ધની તૈયારી અને પછીથી ખંડેરાવને અહલ્યાબાઇ તરફથી પ્રેમભરી વિદાયગિરિ.

**પ્રવેશ બીજો**—કપુરીના માબાપ તરફથી કપુરી માટે પતિ ખોળવા આવેલા સ્વાર્થી પુરોહિતને જીભાઇ પટેલ રસ્તામાં મળી જાય છે અને પોતાને પૈસા મળવાથી લાકડે માકડું વળગાડવા જેવું જીભાઇ અને કપુરીનું સગપણ કરે છે જેથી જીભાઇને આનંદ.

**પ્રવેશ ત્રીજો**—ખંભેરૂ દુર્ગના સુબેદાર અને ખંડેરાવનું યુદ્ધ, તેમાં ખંડેરાવના ઘાયલ થવા પછી આનંદરાવને હાથે સુબેદારનો સંહાર, મલ્હારરાવનું આગમન, અહલ્યાને સતી ન થવા દેવાનું કહી ખંડેરાવનું સ્વર્ગવાસી થવું, મલ્હારરાવનો પુત્ર મરણ માટે શોક, બાદ પાર્ષદોનું આગમન અને સતી પતિ ખંડેરાવના પુણ્યાત્માને સ્વર્ગમાં લઇ જવો.

**પ્રવેશ ચોથો**—પોતાને થતાં માનશુકન માટે અહલ્યા ચિંતાતુર થઇ રહી છે ત્યાં કોઢના રોગથી પીડાતો ચિત્રકાર પ્રવેશ કરે છે. અહલ્યા તેનાપર દયા લાવી સતીત્વના પ્રભાવથી તેનો કોઢ દૂર કરે છે અને રાજ્યમાં આશ્રય આપે છે, ત્યાં આનંદરાવ ખંડેરાવના મૃત્યુના સમાચાર લાવે છે, જેથી અહલ્યાનું કલ્પાંત, મલ્હારની સમજુતી, અહલ્યાનો સતી થવાનો નિશ્ચય, પોતાના દેહને બાળી ભસ્મ કરવાની સૂર્યને પ્રાર્થના, સૂર્યના કિરણમાંથી અંગારાનો વરસાદ, ત્યાં મહેન્દ્ર સ્વામીનું પ્રગટ થવું અને અહલ્યાને તેના પતિના અંતિમ ઉદ્‌ગારનું સ્મરણ કરાવી સતી થતાં અટકાવવી. ટેબ્લો.

**પ્રવેશ પાંચમો**—ખુશામતખોર ખવાસ ભીમો તથા તેની પત્ની જીભાઇની નવોઢા પત્નીને ફસાવવાનો નિશ્ચય કરે છે. ત્યાં કપુરી અને પછીથી જીભાઇ પ્રવેશ કરે છે. બન્નેનો પ્રેમાલાપ. પટેલની મૂર્ખતા, તે જોઇ કપુરીનું નિરાશ થવું, પતિ પત્ની વચ્ચે કલહનો પ્રારંભ; ત્યાં કેતકીનું આવવું અને પટેલને શીખામણ આપી વિદાય કરવો અને પછીથી કપુરીને ભોળવી માલેરાવને મળવા માટે પનઘટપર લઇ જવી.

**પ્રવેશ છઠ્ઠો**—રાજ્યમાં બળવો જગાવવાનો પ્રયત્ન કરનાર કેટલાક બળવાખોરોને માલેરાવ જુલ્માટ ભરી શિક્ષા કરી રહ્યો છે અને આખર બળવાખોરોના બૈરાં છોકરાંને પણ ક્રુરે મોતે મારી નાખવા તૈયાર થાય છે ત્યાં આનંદરાવ આવીને તેને અટકાવે છે પરંતુ ઉદ્ધત માલેરાવ ક્રોધે ભરાઇ તેને મારવા હથીયાર ઉઠાવે છે ત્યાં મહેન્દ્ર સ્વામી પ્રગટ થાય છે અને પાપી જીવની અંતે થતી દુર્ગતિનું દર્શન કરાવી ભય પમાડી અત્યાચાર કરતો અટકાવે છે.

**પ્રવેશ સાતમો**—કપુરી અને કેતકી કેટલીક પનીયારીઓ સાથે વિનોદ કરતી ઉદ્યાનમાં થઇને જળાશયપર જાય છે ત્યાં પશ્ચાતાપ કરતો માલેરાવ અને પાછળથી ભીમો પ્રવેશ કરે છે. માલેરાવને સન્માર્ગપર આવતો જોઇ પોતાની કમાણી ટળી જવાના ભયથી ભીમો યુક્તિથી આડું અવળું સમજાવી પશ્ચાતાપના અંકુરને ઉખેડી નાખે છે; અને પનીયારીઓ આવતાં કપુરી સાથે મેળાપ કરાવી છટકી જાય છે. પછીથી માલેરાવ અને કપુરીનો પ્રેમાલાપ, ત્યાં કપુરીની ચાલચલગત માટે સંકાશીલ થયેલા પટેલનું આવવું, કપુરીને માલેરાવ સાથે જોઇ ઉશ્કેરાઇ જવું અને કપુરીને ધમકાવી માલેરાવ સાથે ઝગડો કરવો. આખર રંગમાં ભંગ થવાથી માલેરાવ પટેલને માર મારે છે ત્યાં પ્રધાન ગંગાધરને આવતો જોઇ માલેરાવ ન્હાશી જાય છે. ગંગાધર પટેલની સર્વે હકીકત સાંભળી માલેરાવને દુરાચારી જાણી આનંદ પામે છે અને પટેલને ફરિયાદ કરવા પુને જવાનું કહી રાજ્ય મેળવવાની દુરાકાંક્ષાઓ વ્યક્ત કરતો વિદાય થાય છે. જેથી પટેલ પોતાને દાદ ન મળતી જોઇ કપુરીને મારવા માંડે છે. ત્યાં આ સર્વ ચેષ્ટાઓ છૂપાઇને જોતો ચિત્રકાર આવી પટેલને અટકાવે છે અને સમજુતી આપી વિદાય કરે છે. પાછળથી કજોડાં અને કુધારા સંબંધી ચિત્રકારના ઉદ્દગાર !

**પ્રવેશ આઠમો**—માલેરાવના દુરાચારથી કંટાળી ગયેલી તારા અને સખીઓનો હાસ્ય વિનોદ, ત્યાં માલેરાવનું આવવું, તારાને આનંદ, દંપત્તિની પ્રેમચેષ્ટાઓ અને માલેરાવનું રાજ્યાભિષેકના દરબારમાં જવું. ત્યાં અહલ્યા આવી ચઢે છે અને તારાને ઉદાસ જોઇ કારણ માલેરાવજ છે એમ જાણી સાંત્વન કરી વિદાય કરે છે અને પછી ચિત્રકારને બોલાવી માલેરાવની વર્તણુંક સુધારવાની ભલામણ કરે છે.

**પ્રવેશ નવમો**—મલ્હારરાવનું મૃત્યુ થવાથી ખરા હકદાર માલેરાવને પેશ્વા તરફથી રાજ્યાભિષેક થાય છે, ત્યાં ગંગાધર આવે છે અને ઉપહાર અર્પણ કરે છે. પરંતુ માલેરાવ તેના વીચારો જાણતો હોવાથી તેનું અપમાન કરે છે જેથી પરસ્પર વીતંડાવાદ, ત્યાં આનંદરાવનું આવવું, માલેરાવને અટકાવવો, જેથી માલેરાવનો ક્રોધ વૃદ્ધિ પામે છે અને પરસ્પર તલ્વારો ખેંચાય છે ત્યાં અહલ્યા આવે છે અને માલેરાવને અટકાવે છે. ટેબ્લો.

## અંક બીજો.

**પ્રવેશ પહેલો**—ગંગાધરનું માલેરાવે રાજ્ય સભામાં કરેલું અપમાન ભૂલાવી દેવા માટે, રાજ્ય તરફથી મેળાવડો ભરવામાં આવ્યો છે તેમાં નૃત્યગાન થઇ રહ્યા બાદ સર્વ અધિકારીઓ ગંગાધરને સમજુતી આપી ચાલ્યા જાય છે. તેમના ગયા પછી ગંગાધર રાજ્યદ્રોહી થવાનો આત્મગત નિશ્ચય કરી રહ્યો છે ત્યાં આનંદરાવ પ્રવેશ કરે છે. અને ગંગાધરને રાજ્યદ્રોહના વિચારો માટે સખત શબ્દોમાં ઠપકો આપે છે. ગંગાધર પ્રથમ તો તેને પોતાનો સહચર બનાવવા લલચાવે છે, પરંતુ આનંદરાવ સર્વ પ્રકારે ઇન્કાર જવાથી પોતે તેને આધિન થવાનો ડોળ બતાવે છે જેથી આનંદરાવ આનંદિત થઇ ચાલ્યો જાય છે. પાછળથી અહલ્યાબાઇ આવે છે અને ગંગાધરને મીઠા શબ્દોમાં રાજ્ય અને આપદ્ધર્મનો ઉપદેશ આપી શાન્ત કરે છે.

**પ્રવેશ બીજો**—જીભાઇ પટેલથી કપુરી કંટાળી ગઇ છે ત્યાં કેતકી આવી તેને મહેલમાં માલેરાવને મળવા આવવાનું કહે છે અને રાત્રી થતાં તેને બેસવા માટે મ્યાનો મોકલવાનું કહી ચાલી જાય છે. પરંતુ પટેલ આ સર્વ વાત સાંભળતો હોવાથી કપુરીને ધમકાવી ઘરમાં પૂરી પોતે બૈરીના કપડા પહેરી લે છે. અને દીવા બુઝાવી મ્યાનો આવતાં ગુપચુપ તેમાં બેસી મહાલય તરફ વીદાય થાય છે.

**પ્રવેશ ત્રીજો**—અહલ્યાબાઇએ ભોજન માટે બોલાવેલા બ્રાહ્મણના કોલાહલથી માલેરાવની નિંદ્રાનો ભંગ થાય છે જેથી ક્રોધે ભરાઇ બ્રાહ્મણોને અનેક પ્રકારે હેરાન કરે છે અને દેવ દેવીઓને તજી પોતાનું પૂજન કરવાનું કહે છે પરંતુ બ્રાહ્મણોએ તેના કથનનો તિરસ્કાર કરવાથી માર મારે છે તેમાં ગંગાધર વચ્ચે પડે છે, તેથી માલેરાવ તેને હદ્દપારની શિક્ષા કરે છે તેટલામાં મહેન્દ્ર સ્વામી આવે છે. માલેરાવને શાન્ત કરી વિદાય કરી દે છે અને ગંગાધરને પણ શીખામણ આપે છે પરંતુ ગંગાધર પોતાનો દ્રઢ નિશ્ચય કરી રાજ્યને પાયમાલ કરવાની પ્રતિજ્ઞા લઇ ચાલ્યો જાય છે. પછીથી મહેન્દ્ર સ્વામીના સમયોચિત્ ઉદ્ગાર.

**પ્રવેશ ચોથો**—બૈરીના પોશાકમાં માલેરાવના મહેલમાં આવેલો પટેલ આશ્ચર્ય ચકિત થઇ અનેક પ્રકારની હાસ્યજનક ચેષ્ટાઓ કરી રહ્યો છે ત્યાં માલેરાવ પ્રવેશ કરે છે પરંતુ કામાંધ હોવાથી પટેલને ઓળખી શકતો નથી. થોડીવાર રકઝક થયા બાદ પટેલ ઉઘાડો પડે છે. જેથી માલેરાવ તેને માર મારે છે, તેનો પોકાર સાંભળી અહલ્યાબાઇ અને ચિત્રકાર આવે છે જેથી માલેરાવ ન્હાસી જાય છે. પછીથી ચિત્રકાર અહલ્યાબાઇને પટેલની સર્વ વિગતથી વાકેફ કરે છે ત્યાં

પોતાપર ગુજરેલા જુલમ માટે બ્રાહ્મણો; અને ગંગાધર દેશપાર થયાના ખબર લઇ આનંદરાવ આવે છે. અહલ્યાબાઇ ધૈર્યથી સર્વને શાન્ત કરી વિદાય કરે છે અને માલેરાવને બોલાવી સખત શબ્દોમાં ઠપકો આપી પ્રજાપર જુલમ ન કરવાની પ્રતિજ્ઞા લેવડાવે છે. તેના ગયા પછી માલેરાવ વિચાર શૂન્ય બેઠેલો છે ત્યાં ભીમાનું આગમન. ભીમાને જોઇ માલેરાવનું ઉશ્કેરાઇ જવું અને ખૂન કરવાનો પ્રયત્ન, ત્યાં કેતકીનું આવવું અને સર્વ આરોપ ચિત્રકારપર ઢોળી પાડી મૂર્ખ માલેરાવને દારૂ પાઇ છાકટો બનાવી બન્નેનું છટકી જવું.

**પ્રવેશ પાંચમો**—તારાનો સખીઓ સાથેનો વિનોદ પૂરો થતાં દારૂના નિશામાં લથડીયાં ખાતો માલેરાવ પ્રવેશ કરે છે અને મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી જાય છે. કલ્પાંત કરતી તારા થોડીવારે તેને શુદ્ધીમાં લાવી દારૂ ન પીવાની પ્રતીજ્ઞા લેવડાવે છે અને તારાને વિદાય કરી માલેરાવ ત્યાંજ નિંદ્રાધિન થાય છે. પછીથી સૃષ્ટી સૌંદર્ય જોતો ચિત્રકાર પ્રવેશ કરે છે, ત્યાં ભીમો આવી માલેરાવને જગાડે છે અને ચિત્રકાર તેનું ખૂન કરવા આવ્યો છે તેમ સમજાવે છે જેથી માલેરાવ ચિત્રકારને ધમકાવી તેની કોઇપણ વાતપર ધ્યાન ન આપતાં નિર્દયતાથી તેનો સંહાર કરે છે. ટેબલો.

**પ્રવેશ છઠ્ઠો**—પુને જતાં ગંગાધરને શીકારે નીકળવાથી અને થાકી જવાથી વ્યાકુળ અને તૃષાતુર થએલો રાઘોબા પેશ્વા મળે છે. ગંગાધર તેને જળપાન કરાવી શાન્ત કરી અહલ્યા અને માલેરાવ વિરૂદ્ધ આડું અવળું સમજાવી હોલકર રાજ્ય ખાલસા કરવા માટે લશ્કરની સહાયતા મેળવે છે.

**પ્રવેશ સાતમો**—કેતકી અને કપુરી સાથે જીજાબાઇ હાસ્ય વિનોદ કરી રહ્યો છે ત્યાં ભીમો આવી પોતાને છુપાવા માટે સહાયતા માગે છે. પટેલ તેને છુપાવે છે ત્યાં આનંદરાવ અને તેના સીપાઇઓ આવે છે અને પટેલને સમજુતી આપી ખુશામતખોર ને રાજદ્રોહી ભીમાને પકડી જાય છે. પછીથી પટેલને ખેતીવાડીનું શિક્ષણ મેળવવા માટે અહલ્યાબાઈ તરફથી પુના જવાની આજ્ઞા થએલી હોવાથી કપુરી પાસેથી પટેલની મમતા ભરેલી વિદાયગીરી.

**પ્રવેશ આઠમો**—માલેરાવ પોતાના અનાચારો માટે પશ્ચાતાપ કરી રહ્યો છે ત્યાં ચિત્રકારનું ભૂત પોતાને સતાવવાની ભ્રમણા થવાથી બેહોશ થઇ જાય છે ત્યાં તારા દોડી આવે છે અને માલેરાવને સાવધ કરે છે પરંતુ માલેરાવ તેને સ્ત્રીના સ્વરૂપમાં આવેલું ભૂત સમજી અનેક પ્રકારે કષ્ટ આપે છે. જેથી તારા મૂર્છીત થયા છે અને માલેરાવ શુદ્ધિમાં આવી પશ્ચાતાપ કરે છે. થોડીવારે તારા શુદ્ધિમાં આવતાં પતિ પત્નીનું પ્રેમભર્યું મીલન. તારા સંગીતથી તેના મનનું રંજન કરી ને નિંદ્રાધીન થતાં અહલ્યાબાઇને બોલાવવા માટે જાય છે. પાછળથી માલેરાવને નિંદ્રામાં ભૂતનો ભાસ થવાથી જાગી ઉઠે છે અને ભૂતને બદલે પોતાનીજ છાતીમાં કટાર મારવા તત્પર થાય છે. ત્યાં ચિત્રકારનું ભૂત પ્રગટ થઇ તેને તેમ કરતો અટકાવે છે અને ક્ષાત્ર ધર્મનું સ્મરણ કરાવી જળાશયમાં અદ્રસ્ય થાય છે જેથી માલેરાવ પણ ઉન્માદી અવસ્થામાં તેને પકડવા તેની પાછળ તળાવમાં પડે છે. ત્યાં તારા અને અહલ્યા આવી મદદ માટે બૂમ પાડે છે તેથી આનંદરાવ ધસી આવી તળાવમાં કુદી પડે છે અને માલેરાવને બચાવી લે છે. **ટેબ્લો.**

---

## અંક ત્રીજો.

**પ્રવેશ પહેલો**—અહલ્યાબાઇ અને મહેન્દ્ર સ્વામી માલેરાવની સુધરતી વૃત્તિઓ સંબંધી વાર્તાલાપ કરી રહ્યા છે ત્યાં આનંદરાવ આવી ગંગાધરે પેશ્વાઇ સૈન્ય સહ આક્રમણ કર્યાના સમાચાર નીદિત કરે છે જેથી અહલ્યાબાઇ માલેરાવ અને આનદરાવ મળી યુદ્ધ કેવા પ્રકારે કરવું તેનો નિશ્ચય કરે છે. સર્વના ગયા પછી માલેરાવ અને તારાની પ્રણય ગોષ્ટિ.

**પ્રવેશ બીજો**—રણસંગ્રામમાં ગંગાધર અને માલેરાવનું દ્વંદ્ર યુદ્ધ, તેમાં ગંગાધરને પરાજય પામતો જોઇ એક સૈનિકની ગોળી વડે દગાથી માલેરાવનો સંહાર. તે જોઇ આનંદરાવનું ઉશ્કેરાવું. ગંગાધરનો સંહાર કરવાનો પ્રયત્ન, એટલામાં અહલ્યાબાઇનું આગમન, આનંદરાવને બ્રહ્મહત્યા કરતો અટકાવવો અને ગંગાધરને કેદ કરવો. ટેબ્લો.

**પ્રવેશ ત્રીજો**—સ્વામી સ્વર્ગવાસના સમાચાર સાંભળી તારાનું કલ્પાંત, સતી થવાનો વિચાર, ત્યાં અહલ્યાબાઇનું આગમન. અને ઉપદેશ આપી તારાને સતી થતી અટકાવવી. પરંતુ તારા પોતાના નિશ્ચયમાં અચળ હોવાથી અહલ્યાબાઇના ગયા પછી આત્મહત્યા કરે છે.

**પ્રવેશ ચોથો**—અનેક દુષ્કૃત્યોના પરિણામે ભીખારણ થએલી કેતકી કપુરી પાસે ભીખ માગવા આવે છે, કપુરી તેને કેટલાંક મેણાં ટોણાં સંભળાવી ખાવાનું લેવા માટે ઘરમાં જાય છે ત્યાં જેલ તોડી નાસી છુટેલો ભીમો આવી કેતકીને પોતાની સાથે નાસી

જવા કહે છે પણ પોતાની સ્થિતિ દ્રવ્યહીન જાણી કપુરીનું ખૂન કરી પૈસા મેળવી નાસી જવા વિચાર કરે છે, કેતકી તેમ કરતાં અટકાવે છે છતાં ભીમો કપુરી આવતાં તેનું ખુન કરવા ધસે છે તે જોઇ કેતકી બુમો પાડે છે એટલામાં વિદેશથી વિદ્યા ભણી આવેલો પટેલ ઘેર આવે છે અને સીપાહીઓને બોલાવી કેતકી તથા ભીમાને બંદિવાન બનાવી રાજ્ય સભામાં મોકલી દે છે. પછીથી દુઃખ સહન કરી સુખમાં આવેલા આનંદી જોડાંનો આનંદ.

**પ્રવેશ પાંચમો**—અહલ્યાબાઇ રાજ્યદ્રોહી અને દેશદ્રોહી મનુષ્યને કેવી શિક્ષા થવી જોઇએ તે બંદિવાન બની ઉભેલા વૃદ્ધ ગંગાધરને પુછે છે ગંગાધર પોતાના સર્વ અપરાધો કબુલ કરી દેહાન્ત દંડ માગી લે છે પણ અપકાર પર ઉપકાર કરનાર અહલ્યાબાઇ તેના સર્વ અપરાધ માફ કરે છે જેથી ગંગાધર શરમાય છે પછીથી જીભાઇ પટેલ કેતકી અને ભીમાને બંદિવાન બનાવીને લાવે છે અહલ્યાબાઇ તેમના ઇન્સાફમાં ભીમાને દેહાન્ત દંડ અને પાપનો પશ્ચાતાપ કરતી કેતકીને ક્ષમા આપે છે પછીથી અહલ્યાબાઇના દત્તક પુત્રને રાજ્યાભિષેક અને સર્વત્ર આનંદ



॥ ॐ ॥

॥ तत्सत् परमात्मने नमः ॥

# અહલ્યાબાઇ

## નાટકનાં ગાયનો



### મંગળાચરણ.

પૂર્ણ બ્રહ્મ પ્રણવ રૂપ પૂર્ણ ધામ પૂર્ણ કામ
વિશ્વ ભિન્ન વિશ્વ વ્યાપ્ત વિશ્વ વિરામ પૂનિતનામ
પીત વસ્ત્ર મેઘશ્યામ જયલલામ છે પ્રણામ
મકર કુંડલ કંઠ કૌસ્તુભં વૈજયંતી શોભતી
શ્રી ઉરવશી શોભાવતી
સૌમ્ય કાન્તિ મોક્ષ દાત્રી દિવ્ય શાન્તિ દાયિની
કૈવલ્ય પથ દર્શાવતી—

નટીઓ— ૧

છે જન્મ ભૂમિ જયકારીરે જય ભારતી માત અમારી,
ગૌરવ કરીયે નરનારીરે ભારતી માત અમારી
હરિશ્ચંદ્રને ધર્મ રઘુવીર ભાર્ગવ સમ ભયહારી
સતી સીતા તારા સાવીત્રી સતીઓ અહુરનારીરે—

ક્યાં તે અનુપમ રત્ન અમારાં ક્યાં સતીઓ સન્નારી
ક્યાં તે પ્રાચીન ગૌરવ સઘળું ક્યાં આ દશા બીચારીરે—
દેશ તણી લવલેશ દયા ધર દીલમાં વિશ્વ વિહારી
કુસંપ ઈર્ષા દ્વેષ ટળેને વસે એકતા પ્યારીરે—
થાય ઘરેઘર આર્ય ભગિનીઓ ધર્મ નીતિ ધરનારી
દેશભક્ત સહુ થાવ બંધુઓ એ અભિલાષ અમારી
ભારતી માત અમારી.

સખીયો— ૨

ખેલો સખીયો વિશ્વ વાટીકા ખીલી મન હરખાવે
આલમના ચોગાને જો જો ચંદ્રસુધા વરસાવે
નરનારી સમ બહુ બેરંગી પુષ્પ ખીલી સંસારે
ધર્મ કર્મને પ્રેમ પ્રભાથી દિવ્ય પરાગ પ્રસારે—

( સાખી )

વિશ્વ વાટીકા રસ ભરી માનવી સુમન્દ જણાય
કો ખીલે કરમાય કો અણખીલ્યાં ખરી જાય;
મોહ ભ્રમર રસ હરી કરે કાળ વાયુ સંહાર,
વનમાળી વિણ વિશ્વમાં નથી અન્ય ઉદ્ધાર.
સખી વ્હાલા એ વિશ્વના વિહારી લે ઉદ્ધારી જઇયે વારી.

અહલ્યા— ૩

પ્રાણનું પ્રમાણશું ન ઇશને વિસારવા
જીંદગી મળેલ જન્મ મૃત્યુથી ઉગારવા
આત્મ છે અભિન્ન ભિન્ન ભાવના નિવારવા
ઇન્દ્રીયો અનેક એક બ્રહ્મને વિચારવા
નારને પતિ પ્રભુજ ઇશથી અધીક છે
પાતિવૃત્ય ત્યાગનાર નાર જન્મ ધીક્કછે.

અહલ્યા અને સખીઓ—૪

ચાલો આજે અનંગરંગ ધારીરે
પ્રેમ ઝુલે ઝીલો રસવારી
કામ જંગે જોબન મદવારીરે
રંગ રેલો મંદિરિયે પધારી—
લોચન રસીક શ્યામ
પ્રીતમ તમ પ્રેમ ધામ
અમૃત રસના વિહારીરે
પતિ સેવામાં પ્રીતિ તમારી—

અહલ્યા— ૫

જાઓ જાઓ પિયુ
જય પામો મુકુટમણિ રણમાં—
વ્હાલા વ્હેલા વળજો વતનમાં

અરિ સંહરીને જયશ્રીહરીને
શોભાવો શ્યામ સદનમાં
તન ધન જીવન સ્વામીસમર્પણ
સર્વ સ્વદેશ ચરણમાં.—

ગીતડું— ૬

મારે આંગણુ રાયરે એળચડીનો છોડરે
લળીને આવે છાંયડી
મારે આંગણુ ગલાલીઆ થઇ આવોરે
શ્રી રાધાવર ઉગ્યોરે સૂરજ ઝળકતો—
મારે આંગણુ જમાઈ વ્હેલા આવોરે
રૂડાજી ભાઇરાજ શોભેરે મંડપ મલપતો—

અહલ્યા— ૭

દુનીયા તણા દિવાના દીલભર મજાઓ લુંટે
તુટે જીવનની દોરી આશા છતાં ન છુટે—
બાળક મટી યુવાની આવે ભલે દિવાની
તન ધન મળે તરૂણી આશા છતાં ન છુટે—
આવે પછી બુઢાપો ધોળા થતાં નીમાળા
રે' બાકી લાઠી લાળા આશા છતાં ન છુટે—
પડી જાય દેહ પાપી મરી જાય મન કદાપી
મળી જાય માટીમાં સહુ આશા છતાં ન છુટે—

કેતકી— ૮

હું નખરાળી નાજુક નાર મારો દાસીનો અવતાર
દાસીનો અવતાર તોપણ ઝળકે જોબન બ્હાર
મને થાય મનમાં તો એમજ થાઉં રાજની રાણી
પણ પીટયુ આ ફુટેલ કીસ્મત ભરૂ પારકા પાણી.

કપુરી ૯

છેલ નવેલી નાર
  દેહ ઉપવનની બહાર—
રસીક લોચનીયા કટાર
  કરૂ હૃદય આરપાર—
આળસે અંગ મરોડી
ભ્રકુટી તીર છોડી
લટકથી હું લટ્ટુ બનાવું
  વશ કરૂ વરનાર—
પીયુજી પાસ આવે
  રતિ રસમાં રેલાવે—
લંક લચકથી છક કરીને
  જોઉં ઝુકી પળવાર—

કપુરી— ૧૦

મને એવો પરણ્યો ભાવે બોલ્યું સાંખે લાડ લડાવે
નોકર થઇને નમતો આવે લાગે પાય પાય પાય
મને ગમતાં વસ્ત્રો લાવે હીરા મોતીડા મંગાવે
પ્રેમે પ્રીતિરસ પીવરાવે ચિતડું ચાય ચાય ચાય
મીઠી બંસી હું એ મણીધર મધુર નાદ પરડોલે
નયન ઇશારે થનથન નાચે ખમા ખમા કહી બોલે
નમતો જાય, જાય, જાય,
ભલે મેઘ એ હોય શ્યામ હું વીજળી થોડી થોડી
કામણગારો કૃષ્ણ ગણીને બનુ રાધીકા જોડી
જુગતી થાય, થાય, થાય,

ધોળે દિવસે રાત કહું તો હાજી હા જે કરતો
બની દીવાનો રૂપરંગમાં પાછળ પાછળ ફરતો
કેતકી—હુંક હોવે ધણી તો તેવો જોઇયે.

૧૧

હા સજની મારી નિર્મળ પાણીડા રૂડાં ભરીયે
કાંચનના ઘટને શિરપર ધરીયે
સરવર જળમાં રહી મછલીયાં જેમ પરસ્પર ગેલ કરે
તેમ ઉછળતાં હૃદય આપણા રસમાં રેલમ છેલ કરે—
જળમાં સારસ ભર્યું સુધારસ ઉપર અલિગણ ગાન કરે

તેમ ખીલેલી યૌવન કળીનું પ્રીતે પ્રીતમ પાન કરે—
હું નીકળી જયાં પાણી ભરવા પીટયા ખળ પાછળ ફરતા
નખરેથી જો નજર કરૂં તો હાય હાય કહી મરતા—
બની ઠની પનઘટ પર આવું ઘટમાં શું લઇ જાવું
પાણી પાણી કરી કંઇક પુરૂષનો હૃદય ભરીને લાવું.—

કપુરી— ૧૨

રાજ સમી સાંજના આવજોરે સામી સડકપર બંગલો
મીઠા મ્હેમાન આજ આવજોરે સામી૦
પ્રીતિ સરવરની પાળે પાતળીયા
અમીરસ પીજો પીવરાવજોરે સામી૦
કાયાને કયારડે મ્હેકે કસ્તુરી
લ્હેરખડા લુંટજો લુટાવજોરે સામી૦
આંખોની પાંખડીમાં શય્યા સમારી
શયન કરી સ્નેહને શોભાવજોરે— સામી૦

ચિત્રકાર— ૧૩

કુધારે હિન્દ વાસીના હૃદયનો ગર્વ ગાળ્યો છે,
ઝળકતા હિન્દ ગૌરવનો કુધારે દાટ વાળ્યો છે.
અભણ અજ્ઞાની મા બાપો મહત્તા આબરૂ માટે
સુતાના શત્રુઓ થઇને ગૃહે પેસા સુતા સાટે—
વિચાર્યા વીણ હૃદય વચને મરી મીશ્યા ગુમાનીમાં
જડી જે સંતતિ લગ્ને ઝુરે તે જીંદગાનીમાં—

ગયાં તે બ્રહ્મચર્યો ને પ્રીતિલગ્નો ગયાં જ્યાંથી
પ્રજા તે વીર શું પાકે પછી ઉદ્ધાર તે કયાંથી--

૧૪

-દવા કોઇ દીલની લાવો વિરહાનળ બુઝાવો
કોઇ મારો કંથ રીઝાવો બની છું બ્હાવરી બાળા
આંખલડી રહે છે રોતી વાલમની વાટ જોતી
પ્રીતમ તમ વીણુ સઘળા લાગે સુખ ભોગ લાળા
યૌવન દિન રેન સતાવે અંતર સ્મર ધૂન જગાવે
આઠે પહોરે અકળાવે ધારી મનહાર માળા--

**તારા ને સખીયો— ૧૫**

જાણે ના કાંઇ ભોળી બાળારે વળગ્યો છે કયાંથી
વ્યાધિ વિરહ દુઃખકારી
ચપળા છોડી દે બધા ચાળારે- વળગ્યો છે કયાંથી૦
સખી હતી તું મદમાતી જણાયે સુકાતી જાતી
કાન્ત કરમાતી સખી તારીરે બોલી દે બ્હેની
કયાં થકી લાગી આ બિમારી-- જાણે ના કાંઇ૦
ધડક ધડક છાતી શાને અધીરી થાતી
પીયુને મનાવી લે ધુતારીરે પ્રજળાવે શાને
કામ ધુણીમાં કાય ત્હારી-- જાણે ના કાંઇ૦

તારા—વ્યાધિ વધારો શાને બળતાને બાળો શાને
છોડો છોડોને હું તો હારીરે

સખી—પ્રીતમજી પાસેજા અભિમાન વિસારી--

## માલેરાવ ને તારા— ૧૬

મારા અંતર આરામ શ્યામ સંચરોજી રાજ
આજ મોતીડે વધાવા વાટ જોતી ઉભી છું
લોહસંગ સ્પર્શકાન્ત ભામીની ભળી તું
જડને ચૈતન્ય રૂપ સુંદરી મળી તું
પામી ત્રિલોકનું હું રાજ મહારાજ
આવો શિરછત્ર ધારી જોઇ અમે જઇશું વારી
સાહેબા અમારા શિરતાજ —આજ

## અહલ્યા— ૧૭

દુનીયા અજબ રંગત ભરી—
જળ વાદળસમ પલ પલ પલટે રંગત સ્થિર ન જરી
એ વિષવેલી દુખ ભરેલી વિષમ વિષય રસધરી—
એક વિપત્તિ જ્યાં વિચરી ત્યાં અનેક આવે ફરી
જોઇ વિપત્ત મનની જાતી સમતા સઘળી સરી—
જગ અટવીમાં સહુજન ખાતા ખત્તા ખંતજ કરી
તોપણુ તૃષ્ણા આશા ત્યાગી ભજે ન ભાવથી હરી—

## વારાંગનાઓ— ૧૮

છાયોરી વસંત જગ કાનનમેં
કાનનમેં રસ આન રમેં

જોર મધુમેં મનોજ મનાવત
જોબન ઔાર તરંગ દીખાવત
ચાહુત પિયૂ મિલન મનમેં

અહલ્યા—　　　　૧૯

આપત્તી આવે લાખ પણ જે ધર્મ નહી તજનાર
ધર્મ નહી તજનાર નર તે યશ અવિચળ વરનાર
કુંદનપર જેમ પડે હથોડા તેમજ શુદ્ધ થનાર
દુખ હથોડે થયું શ્યામ તે પીત્તળ તુચ્છ અસાર—
અપકારોપર તરૂજળ ભૂમિ કરે સદા ઉપકાર—
જો ઉપકાર ભૂલેજન જ્ઞાની તે નરને ધિક્કાર—

કપુરી—　　　　૨૦

પીટયા મરજો માને બાપ જોડયું કજોડલું રે
મૂવા મોટા ઘરમાં આપ જોડયું કજોડલું રે
રંગ ન જોયા ઢંગ ન જોયા જોયુ ન રૂપ કરૂપ
કાળમીઢને આપી કપુરી કરમે લખીયો કુપ
મને વળગાડયું એ પાપ જોડયું કજોડલું રે
મુકયો કાળજડાપર કાપ જોડયું કજોડલું રે—

મહેન્દ્રસ્વામી— ૨૧

શ્રીધરા વિશ્વંભરા
હરતું દુઃખને જયશ્રી વિભુવરા ॥ શ્રીધરા ॥
અખિલેશ્વરા કરૂણાકરા
સહુનું સુખકર અઘઃહરા— શ્રીધરા

માલેરાવ અને જીભાઈ—૨૨

તું છોડ શરમ શરમાળી શ્યામા
માન મધુરી માન
માન મધુરી માન બસ જાન કરૂં કુરબાન—
મને જાવાદયોને આધારોને કામણગારા કાન
કામણગારા કાન તમે કેમ ભુલ્યા છો ભાન
કામણ તું કરનાર કપુરી અંતર વૃથા વલોવે
હું બૈરૂં મોટા ઘરનું શરમાઉં શું હોવે
હોવે તજી તું આપ હઠીલી અધરામૃતનું પાન (૨)

અહલ્યા— ૨૩

કર સુત સજ્જન જનનો સંગ
જેની સંગત પાપ હટાવે લાવે નીર્મળ રંગ
સ્વાતિ જળનું ઝેર બને જો ગૃહે ક્રુર ભોરંગ
કરે માછલી તેજ નીરનું મોતી ભૂષણ અંગ—
તેથી કર સત્સંગ તજીદે સહુ દુર્જનના ઢંગ
લોઢાને કુંદન કર્તા કર સ્પર્શ મણી સત્સંગ--

## તારા અને સખીયો—ગરબો ૨૪

વીજળી ઝબૂકે આજ વાદળી આકાશે ચડી
ગાજે સખી ગગન ઘોર મોર કરે ટહૂકા મીઠા
વિયોગી રસીક નાર વાટ જોતી ઝરૂખે ચડી
અષાડી વાદળીને પુછે સખી પંથે મારા કંથ દીઠા—-
બોલી પીયુ પીયુ જોર કરી ઘનઘોરમાં શોર કરેરે પપેયા
મેઘનું નીરને શીત સમીર કરે મયુરી નૃતતાતૃત્ થૈયા
પૂછી વાદળીને વીરહાનળથી બળતી વળતી જુવે બ્હાવરી બાળા
જોઇ સખી પરીરંભણુ પામતી જામતી અંતર જોબન જ્વાળા
વાટ જોતી થાકીને પીયુ નાવિયા
રાત જાગી પોઢે પરભાતરે ત્યાં
આવે નાવલીયો નીંદમાં
સ્વપ્નમાં કેલી રહી રસરેલી ત્યાં ઘેલી થકી ઘનશ્યામ રીસાયા
એક નિમેષ વિષે હરીકેશજ કુંજ નિકુંજ મહીં લપટાયા
ગોતી રહી લળી જોતી રહી કહી કૃષ્ણુ મનોહર અહીર જાયા
અંતર્યામીએ સાદ સુણી સલુણી સમીપે પ્રગટયા જગરાયા
આંખે આંખડી મળીરે ભ્રમર પાંખડી મળીરે
'પ્રભુ આવ્યા કે પ્રભાત' કહી ભેટી ભલી ભાત

## તારા અને સખીયો—        ૨૫

કેદ કર કામણગારી તું હૃદયને પીંજર પ્રીતમને
રસીકા સખી સારિકા તું રીઝાવી શુક મનોરમને
દાડિમદ્રાક્ષ પ્રીતિ ફળ આપી મીઠા બોલે બાંધો
હૃદય ધ્વજાપર ભ્રકુટી ચાપથી લોચન શર સાંધો
સખી સંયોગ સુધાકરનો (૨) થજો સુખકાર સદા તમને—

## ચિત્રકાર—        ૨૬

મનોહર રહી રમ્ય રચના
રચનાર સાર સંસાર રમાવર—
વૃક્ષ લતા સહ પુષ્પ વેલીઓ પુષ્પ ભ્રમરનો યોગ
મંજુલ કલરવ કરે પક્ષીઓ સુંદરતા સંયોગ
હરિત ભૂમિ તરૂ પલ્લવ કુંજે વિચિત્ર ચિત્ર વિહાર
ચિત્રકાર જય જગન્નીયંતા ભવભય ભંજનહાર—

## ફુપુરી અને પટેલ—    ૨૭

પટેલજી પુને જઇને પાઠ ભણીને પોર
વેલા આવજો અલબેલા
ક્યો રામ રામ રામ

પટલાણી ઘર ખેતરને માળની સંભાળ
લેજો આવશું ઘરવેલા—
બીજ વાવેતર કરવું કેવું
ખાતર કેવું દેવું
પુને જઇને સહુથી પહેલું
એવું શીખી લેવું—હ્યો રામ રામ.

તારા— ૨૮

પીયુ કેરે દેશ જાજે કોયલડી પિયુ કેરે દેશ
મારો લઇ જાજે સંદેશ કોયલડી પીયુ કેરે દેશ
બાગ બેરંગી ખુબ ખીલેલો સરવરીયાની પાળ
ટહુકા કરજે કોયલડી તું આંબલીયાની ડાળ—
રોજ રહે છે ત્યાં રસ ભીનો તું રસ ભીની સાદ
શોર કરી ચિત્તચોરને દેજે પ્રેમના કોલની યાદ—

મહેન્દ્ર સ્વામી— ૨૯

જય હરિ વૃજરાજ ઉરવસી રમાવરા
કૃષ્ણ વિભુ રાધા વલ્લભ જ્ઞાન સુધાકરા
શૈલ્ય ધર શ્યામ તું પૂર્ણ સહુ કામ તું
કાલ કંસ કેશી રામ માધવ મનોહરા ॥ જયહરિ ॥

## માલેરાવ અને તારા— ૩૦

મ્હારે મંદીરીયે આવો આનંદ ભરી
હંસા હેતે રીઝાવું મોતી થાળભરી
તારા રાખું સંભાળી ઉર હાર કરી—
માલવ ભૂમિના સ્વામી સુભાગી હું પામીરે
નહી સુખચેન ખામી વિરહ દુઃખ વામીરે
સુંદરી તારા સમી સદનને શોભારે
રાજ્ય ત્રીલોકનું તે તુલ્ય ન આવેરે
કાન્ત વસજો રંક હૃદયે રામા રીઝાવોરે
તારાના લોચન તારા અંતર આરામ મારા—

## અહલ્યા— ૩૧

કરે માનવી સર્વ જ્યમ જીર્ણ વસ્રનો ત્યાગ
નવીન વસ્ર અંગે ધરે ધરી પૂર્ણ અનુરાગ
તેમ જીવાત્મા સર્વઆ ત્યાગે જીર્ણ શરીર
નવીન શરીરમાં જાય તે શોક કરે નવ ધીર
મમતા નિવાર ખચીત તન વેલી
કાળ ઝપાટે સહુ કરમાયે—
માટી સંગાથે માટી મળીને
આત્મ અમરનો શોક ન થાયે—

કપુરી— ૩૨

આવશે આવશે આવશે મારા મોંઘા મ્હેમાન આજ આવશે,
અંતરની પાંખડી ખીલાવશેરે મારા લોચનીયાં આજે લોભાવં
વિદ્યા વાવેતર ખેતરની શીખી હૈડાને આજે
હરખાવશેરે મારો પાળીયો પુનેથી આવશે.—

જીભાઇ-કપુરી— ૩૩

લોચનીયે લાગ્યો નેડો નાવલીયા
મોહન મન હરખાવા દો
ભૂખી છું ભાવે મને પ્રીતિનાં વેણુલાં
ખાજાં ઘેબર મને ખાવા દો

પટેલ—કપુરી કોમળ કાયા
જાણું મારા મનની માંયા
જોબન જળમાં ન્હાવા દો

